अजरामरवत्प्राज्ञो विद्यामर्थंचचिन्तयेत्
ग्रहीतइवकेशेषु मृत्युना धर्ममाचरेत् ॥



# गोविंद गमन.

A FEW
Tears of Lamentation,
IN
HIS NATIVE PLACE.
*From a*
SIMPLE HEART.

# ગોવિંદ ગમન

યાને

## સ્વર્ગવાસી શેઠ શ્રી ગોવિંદજી ઠાકરસી મૂલજી

જે. પી. નો

## વિયોગ.



રચનાર,

એક સ્નેહી.



મુંબઈ—"વર્તમાન પ્રેસ."

સવંત ૧૯૫૬-૫૭ સન ૧૯૦૦.

૭૨૫૯

# ગોવિંદ ગમન



ભાટિયા જ્ઞાતિના એક અગ્રેસર સદ્‌ગૃહસ્થ શ્રીમાન્ ગોવિંદજી ઠાકરસી મૂળજી, ગયા સંવત ૧૯૫૫ ના જેઠ માસમાં તેમના ચિરંજીવી ભાઈ ધરમસીને જનોઈ આપવાના શુભ પ્રસંગે શ્રી દ્વારકા પધાર્યા હતા. એ મંગળ સમારંભ સહકુટુંબ તેમણે પૂરો કર્યા બાદ, પોતાના જૂના વતન વરવાળામાં, કેટલાંક કારણસર ત્રણેક માસ સુધી રહ્યા હતા. તે દરમ્યાન વરસાદની તંગીને લીધે વરવાળા વગેરે ગામોના ગરીબોપર ગુજરતી આફતના નિવારણાર્થે પોતે કેટલીક યોજનાઓ કરી; અને બીજી કેટલીક યોજનાઓ ત્યાંના આ૦ રેસિડેંટ મે૦ હેરિસન સાહેબ જેઓ વિલાયતના પ્રવાસેથી સપ્ટેંબરનું પહેલું અઠવાડીઉં પૂરૂં થતાં વળી આવનાર હતા, તેમની સલાહ લઈ કરવા વિચાર હતો; અને ત્યાર પછી તુરત મુંબઈ તરફ જવાની તૈયારીમાં હતા, પરંતુ ઈશ્વરઈચ્છા કાંઈ ન્યારીજ છે. તે પ્રમાણે :—

**દોહરો.**

ઈસ્વિ વર્ષ અઢારસેં, સપ્ટેંબરની સાત,
સિંધુમાં સુર[1] ડૂબીઓ, જોઈ ભયાનક રાત. ૧

---

૧ સૂરજ.

ઊંધે માથે ઇન્દુને[૧], બાંધી કાળ કરાળ,[૨]
અસ્તાચળની ખીણમાં, ફેંકી દીધ વિશાળ. ૨

ક્રોધાગ્નિમાં[૩] સીઝતા, મેલી ઉડુગણ[૪] આભ;
ધમ ધમ પાગ પછાડતી, ગોરી ગળતા ગાભ. ૩

અવનીને અકળાવતી, ડોલાવતિ જે શેષ;
ઉદધિને અફળાવતી, બની કરાળ વિશેષ. ૪

વિરહાગ્નિમાં[૪] બાળવા, સુજન અનાથ અનેક,
ઝડપ્યો ભૂપર આવિને, રત્ન રૂપ નર એક. ૫

## છપ્પો.

રત્નરૂપ નર એક, હતો અંધાની કાઠી,
ગરીબ પાલનહાર, જ્ઞાતસ્નેહીની ગાંઠી;
દીન તણો દાતાર. શેઠ લોકોમાં શાણો,
અનાથનો આધાર, હિંમતે વીર સમાણો;
વળિ કરી પરીક્ષા પ્રેમથી, લાયક આદર આપતો,
તે ગોવિંદ સ્વર્ગ ગમન સુણી, દેશ આંસુ દુખ સારતો. ૬

---

૧ ઇન્દુને દશમી લીટી માંહેલા રત્ન જોડે સરખાવો.
૨ એ કરાળ કાળરાત્રિએ–ચંદ્રને તે દહાડે રાત્રે ચંદ્ર ખાસ દુઃખદ સ્થિતિમાં–ઊંધે માથે રાખ્યો હોય તેવો–નજરે પડ્યો હતો.
૩ ક્રોધાગ્નિ અને વિરહાગ્નિને સરખાવો. ૪ ઉડુગણ–તારા–ને સુજન સાથે સરખાવો.

(શું નામથી પ્રસિદ્ધ થયા અને કેવી રીતે?)

### રોળાવૃત્ત.

ગયો ચાળી નર વીર, ધીર[1] ધારણ સત્કુલનો,
જાએ સર્વ શરીર, હતો હીરો બેમુલનો;
જન્મથકી શુભ નામ, હામ સહુ કામો જેના,
રામ રટણ સુખધામ, પૂર્ણ પરમારથ એના. ૭

**ગાયોના પ્રતિપાળ,** આજ દુર્લભ નર દીસે;
વળી દ્વારકાવાસ, ઘડયો જાદવમણિ[2] ઈશે;
પ્રચંડ જેના ગાત્ર, મરદ મોટા માથાનો,
જીવન પરહિત માત્ર, પાત્ર કીર્તી ગાથાનો[3]. ૮

ન્યાયી જેની નજર, મેરુશો મત તે જેનો,
શાણપ સાગર પૂર, ઉદય સંસર્ગજ એનો.
અભ્યાગત આધાર, અરક્ષિત જનનો વાલી,
કુમળા વિદ્યારથી--છોડના **વનનો માળી.** ૯

મા'જનનુ એ રત્ન, સર્વનું હિત ચ્હાનારો,
દુર્લભ એવો કોઈ, હશે સંકટ સે'નારો.[4]
ઘણો હૃદય વિશ્રામ, શેઠ સુમંત્ર[5] જણાયો,
ધર્મ તણો વળિ તાત, ગુણિ **ગોવિંદ** ગણાયો. ૧૦

---

૧ મજબૂત ટેકો. ૨ ભાટિઆઓ પણ જાદવવંશી ગણાય છે; તેઓમાં મણિ. ૩ કીર્તિની કવિતાનું પાત્ર. ૪ Ill treatment. ૫ સારી છે મંત્ર-સલાહ-જેની એવો.

ખરિયો એ ક્ષણુવાર, જેમ કો ખરતો તારો,
હા! હા! હા! કિરતાર, કેર આ અતિ અકારો;
ભાદરવો અમ આંખ, વહે ભાદરવે ભૂંડે,
શીદ ધરાવ્યું શુક્લ, નામ એ પક્ષે[1] કૂડે. ૧૧

અરે શાકિણી બીજ[2], ફરી તું પ્રકટી ક્યાંથી,
શી ગિરધરની ગતિ, લીધો મમ મિત્ર ત્વરાથી;
નહિં તમારો વાંક, રાંક અમ કર્મજ ફૂટયાં,
દુખના આટા આંક, હતા તે આથી ટૂટયાં. ૧૨

---

કુંડળિઓ.

કોઈ કહે ગોટો ચડયો, હ્રદય થયું કો બંધ,
કહે લોહી મગજે ચડયું, આંખે આવી અંધ;
આંખે આવી અંધ, કંધ નમતી મેલાઈ,
એવી એવિ અનેક, લોક વાયકા વહાઇ.
મહા રોગથી ગળિત, દીવ્ય કાયા થઈ જોઈ,
જેવી જેની માગ્ય, કરે તેમાં શું કોઈ?[3] ૧૩

---

૧ એ પખવાડિયે શુક્લ—ઊજળું નામ કેમ ધરાવ્યું? ૨ બીજનો દહાડો આ ત્રાસદાયક બનાવ માટે નિમાર્ણ્ થયો હશે; તે તો જેમ તેમ કાઢયો, પણ પાછી બીજ તો આવીને ઉભી. આ પક્ષમાં બે બીજ થયેલી છે તે ઉપરથી. સૂરજ. ૩ તારી પાસે અમારૂં એટલુંજ લેણું હશે. !

## સોરઠો.

ના ના! એમ ન હોય, વાંક અમારો કૈં વશ્યો;
માગ્ય અને વણ માગ્ય, તારે શું ઉદાર થૈં? ૧૪

## (સિતાજીના મહિનાનો રાગ.)

દયા સાગર, દીલ ઉદાર, અનાથ છોડી ગયો;
નહીં ચેતાવિયાં નિજ બાળ, વિચાર એ શો લહ્યો? ૧૫

હતા જ્ઞાતિતણા જે ઓધાર[1] આધાર અનેકના;
તેનાં તનુજ રૂડે નિરાધાર, ઘટે એવું છેક ના. ૧૬

શેઠવિના સુનાં ઘરબાર, બગીચા ને બંગલો,
માંહિ ટળવળતાં બંધુમિત્ર, લાગે જાણે જંગલો. ૧૭

શુભ ગાડીતણા જોઉં અશ્વ, તૃણો નહિં ચાવતા;
મૂકિ નીસાસા મહા ઘોર, આંસૂ વરસાવતા. ૧૮

ભવ્ય હાફીસ કેરાં મકાન, ખાવા ધાઈ ઊઠતાં,
ફફડાવી બારીનાં કમાડ, જાણે માથાં કૂટતાં. ૧૯

આપ આવતા દેખી જે રોજ, ફરે યંત્રો હોંસથી,
આજ ઉડી ગયો એનો શ્વાસ,[2] ગળું[3] બેઠું શોષથી. ૨૦

---

[1] More bent to raise the wretched—GOLDSMITH. ઉપરથી. [2] શ્વાસ–વરાળ. [3] ગળું–સિટ્ટી–બંધ થઇ છે.

તગ તગતી બે તીક્ષ્ણ[1] આંખ, ફૂટી રોતાં દુઃખમાં,
બની ઘેલો બાઇલર રાખ, જાણે ફાકે[2] મુખમાં. ૨૧

મોટી મારકીટે આવજાવ, નાણાં રે'તાં ખડખડી,
જાણે મારકૂટે ભાગ્યાં હાડ, એવી એ સૂનિ પડી. ૨૨

મીલમાના નાના મોટા લોક, રૂવે અશ્રૂ ભર્યા,
રૂડો ગંભીર ધીર સ્વભાવ, અધીન સહુને કર્યા. ૨૩

રૂવે ગાયો વળી ગઉશાળ, આશ્રિત જે નિશાળીઆ,
કારખાને કારીગર લોક, આંખે આંસુ ચાલીઆં. ૨૪

બાગે ફરતાં પંખીઓ આક્રંદ, ચાંચો અંગે મારતાં,
ઢીલી વીલી કરી દળ-આંખ, તરૂ આંસુ સારતાં. ૨૫

જેને જેને અપાવ્યાં અનેક, સાધનો જીવાઇનાં,
વરસાવે આંખે વરસાદ, તેમાં તો નવાઈ ના. ૨૬

પણ જોયો તુને કદી આંખ, કાને સુણ્યો જે ધણી,
વળી પથ્થર રોઈ આંખ, ખોશે ગયો તૂં સુણી. ૨૭

શેરી ચૌટે રૂવે સૌ લોક, સુજશ સંભારીને,
વૃદ્ધ બાળ તરૂણ તમામ, ધંધાઓ વિસારીને. ૨૮

---

૧ આંખો બાઇલર માંહેનાં દેવતા સળગાવવાનાં ચકચકતાં બારીઆં; તે ઠરી ગયાં છે. ૨ બારીઆંની નીચે રાખ વગેરે પડી જવાનું લોઢા જેવું બાકું જાણે દુઃખથી રાખ ફાકતો હોયની એવું જણાય છે.—આગલા દહાડાની રહી ગયેલી રાખ.

કોઈ કે'શે થાવું મુશકેલ, જગતમાં રત્ન આ,
કોઈ કહે ન અન્યથી થાય, અમારૂં જત્ન હા ! ૨૯

હા હા ! ગયો એ માઈનો પૂત, પ્રેમ શૌર્યથી ભર્યો,
સ્પષ્ટવકતા ગયો ચાલી આજ, એકાએક નીસર્યો. ૩૦

કોણ લેશે માંદાની સંભાળ, હુવે આશ્રમો મહિં ?
કોણ દેશે હિંમતે જવાબ, આફીસરો પાસ જૈ ? ૩૧

કોણ લેશે ગાયોની આશીષ, ફાંસાથી છોડાવિને ?
કોણ દેશે સ્વજ્ઞાતિને ન્યાય, સુરસ્તે ચડાવિને. ૩૨

કોણ લેશે સુજશનો લહાવ, જગતહિત કામથી ?
કોણ દેશે રિપૂને ક્ષમાય, મહા ગુણ સામથી ? ૩૩

કોણ કરશે દુઃખીની વા'ર, કરી ઘોષ આકરો?
કોણ દેશે ભૂખ્યાને અનાજ, બાળકને સાકરો. ૩૪

જેમ તોફાની કોઇ સમુદ્ર, કાળી રાતને સમે,
માંહે મૂકિ ડૂબંતે નાવ, સુકાની ગયા તમે! ૩૫

આ તે ઓચિંતો ધરતીનો કંપ, કે મેરૂ ખળભળ્યો,
હા હા ! આવીશું [૧]છપ્પન સાલ, કે થંભ તૂટી પડયો. ૩૬

આવા કઠણ સમયની માંહ્ય, જેની છે જરૂર હ્યાં,
મેલી સૌને રઝળતા તે આમ, કહો ગયા કેમ ત્યાં ? ૩૭

---

[૧] પારસી ગ્રંથોનો એવો મત કહેવાય છે કે એ સાલમાં પૃથ્વી ગરક જશે; તે ઉપરથી.

## ઈંદ્રવજ્રા.

મોટી હતી હામ ઉરે તમારે, પોતાતણાં સહુ કરવા વિચારે;
તો ભાઈ આવું તમને ગમ્યું શું, મૂકયાં સહૂને રડતાં અહીં શું? ૩૮
કે'તા હુતા આજ હું કાલ આવું, થયું અચિંતું પણ દૂર જાવું;
આથી અમો સાથ થઇ જુદાઈ, દુઃખ રડે સર્વ સુકીર્તિ ગાઇ ૩૯

કંપાવનારા સ્વર ઘૂક બોલે, દીઠાં રડે શ્વાન અનેક ટોળે,
પત્ની તણું કંકણ જોઈ ભાગ્યું [1], શું જીવવું ભાઇ અકારૂં લાગ્યું ! ૪૦
આ કાળમાં સો નબળા બળીઆ, ભૂખે અને રોગ દુખે ગળીઆ,
તે ટાળવાને મથતો તું જાગી, લીધા અદેખે જમડે શું તાણી? ૪૧
શું હોંસ તારા દીલમાં ખડી થૈ, સ્વર્ગેથિ માગું દુઃખદાહ હું જે,
જેથી હરીસનની [2] વાટ જોતાં, લીધી હરવાટ ન કાળ ખોતાં. ૪૨
કે દેવમાં રામ રહ્યા ન [3]ટાણે, ઐરાવતિ [4] ગાયન દોઈ જાણે,
ધન્વંતરી ધ્યાનજ ખોઈ બેઠા, માટે વિમાનો ઉતર્યાં શું હેઠાં? ૪૩

## વસંતતિલકા.

જેની જણાય જગ માંહિ જરૂર જ્યારે,
તેના વિના ટળવળે સહુ હેવ ત્યારે:

---

[1] દિલગીરી અને આશ્ચર્ય સહિત જણાવવું પડે છે કે મરહુમની પત્નીની ચૂડી તે દહાડે સવારે એકાએક અથડાઇને ભાગી પડી હતી. [2] પહેલે પાને ગદ્યમાં જુઓ. [3] ટાણે–ખરે પ્રસંગે. [4] ઐરાવતિ–ઈન્દ્ર; दुदोहगांस यज्ञाय सस्याय मघवा दिवम् રઘુવંશ. 1.26. III 46 ઉપરથી.

કો પ્રાણી પાણિ રટતો રણમાં ભમંતો
તેજસ્વી[1] તેજ ચુસતો તરશ્યો તપંતો. ૪૪

દોહરા.

વિમાન દૈવે મોકલ્યું, તેથી પાડી સાદ;
તેમાં શું બેશી ગયા, કરવાને ફરિયાદ. ૪૫

કરાળ કળિયુગ આવિયો, દુખ દાવાનળ થાય,
રોગ ભૂખથી રડવડી, લોકો ચાલ્યાં જાય. ૪૬

મ્હેનત મોટી જોઇને, કાં આવ્યે કળિયૂગ,
દેવ લોભિઆ થૈ ગયા, માંડી મોટી ઊંઘ. ૪૭

ત્રૈલોકે પીડા પડી, ઘરઘર જન પીલાય,
દાદ લઇને શેઠિઓ, ગયો સ્વર્ગની માંય. ૪૮

ભૂપર મોટું દુઃખ છે, મરકી ને દુષ્કાળ,
દેવતણી ઇચ્છાથકી, લોક બન્યાં કંગાળ. ૪૯

"કાં વૃષ્ટિ કરતા નથી, કાં ટાળો નહિ રોગ?
તમતણિ એ સુસ્તાઇથી, રાંક લોકના ભોગ!" ૫૦

વળતી દેવો ઓચરે, "જન આવે બહુ આંઈ,
તે સર્વે સંતોષવા, રહ્યું હવે નહિં કાંઈ. ૫૧

---

1 તેજસ્વી સૂર્ય, તેજ પાણીને ચૂસી લેતો.

જમના ઘરમાં સૌ જમે, પાપી લત્તા-પાત,[1]
આંહિ કાંઈ ખાવા નથી, અવનીની શી વાત? ૫૨

ભલે આપ અંહિ આવિઆ, જોઈ તમારી વાટ;
અમમાં રામ રહ્યા નહિં, મદદ કરો તે માટ. ૫૩

ભૂપર કેવું દુઃખ છે, કેમ નિભે છે લોક;
સમજાવો વિસ્તારથી, કેમ મટાડું શોક." ૫૪

શેઠ કહે જઈશું અમો, ભૂપર દુઃખ અપાર,
સાધુસંત રોવે ઘણા, ગો બ્રાહ્મણને માર. ૫૫

મ્હેર કરો અમ ઉપરે, કાં જાવા દો હાલ;
અમો રાંક થૈ વેઠશું, જેવા કરશો હાલ." ૫૬

ત્યાં મેધાવી[2] ઓચરે, "પાછું નહિં જવાય,
સાહ્ય મને થાજો તમો, અંહિ રહિ કષ્ટ કપાય. ૫૭

એવી રીતે શેઠને, રોકયા દેવે ત્યાંય;
દુઃખ ઘણું અમને થયું, કથ્યું કેમ તે જાય? ૫૮

બળિઆના બે ભાગ છે, માની એ મનમાંય;
ગુણ ગાજો સૌ શેઠના, શીતલ એની છાંય. ૫૯

---

૧ લત્તાપાત-ગડદા પાટુ.

૨ મેધાવી-બુદ્ધિશાળી; મગજ શક્તિ વાપરી શકનાર.-દેવ.

પરમારથથી શેઠજી, રીઝવશો સૌ દેવ;
શરમાવી દો ઈન્દ્રને, કરી હરિની સેવ. ૬૦

તમ સમ નર થાવા નથી, આ કળિયુગની માંય;
વળિ આ આખા દેશમાં, વ્રત આવું ન પળાય. ૬૧

સુખી રહેજો સ્વર્ગમાં, રે' અંહિ તમ પરિવાર,
સુપુત્રની માતા થજો, ગર્ભવતી તમ નાર. ૬૨

**તથાસ્તુ !**

# वेहेंचवानां पुस्तको.

---

**आर्याचरित्रावली**—આ વાર્તારૂપ રસિક પુસ્તકમાં સંયુક્તા, કાન્તા, કૃષ્ણા, ચંદા, પદ્મા, સુંદરબા, સરદારબા, લાલબા, વીરમતી, રૂપમતી, મૃગનયની, જોધબાઇ, મીરાંબાઇ, તારાબાઇ, રાણકદેવી-ઇત્યાદિ ૪૯ શૂરી સતીઓનાં અદ્‌ભુત ચરિત્રો આપ્યાં છે. રૂ. ।।। પો.)—

**छोटमकाव्य**—નવરાત્રી વગેરે પ્રસંગે સુરત, વડોદરા, મુંબઈ, અમદાવાદ, ઈત્યાદિ સ્થળે ગવાતા ગિરધારીના તેમજ બીજા રસિક ભક્તિ-જ્ઞાન-વૈરાગ્યના ગરબા, છંદ, પદ, ઇત્યાદિ. રૂ. ०।। પો. ०)—

**कहानकाव्य**—સ્ત્રીશિક્ષા, પ્રભુપ્રાર્થના, મનને ઉપદેશ, વ્યવહાર-જ્ઞાન, કજોડાંની કહાણી-ઇ० ઘણી બાબતોપર ખાસ રચેલા છંદ, પદ, ગરબા,-ઇત્યાદિ રૂ. ૧। પો ०)=

**अध्यात्मभजनमाला**—આનંદઘન. કમાલ, કબીર, નઝીર, ગોરખ, નૃસિંહ, ચિદાનંદ, બ્રહ્માનંદ, ત્રિવિક્રમાનંદ,-ઇ० ૧૧૬ મહાન ભક્ત કવિ-પંડિતો અને સંત-સાધુઓએ રચેલાં જુદા જુદા રાગ-તાલનાં ૫૯૩ પદ-કીર્તનોનો સંગ્રહ. રૂ. ૧।। પો. ०)=

**साहित्यसंग्रह**—કવિ ગંગ, ગિરિધર, ગ્વાલ, ગોપાલ, તુળસી, તાનસેન, બિહારી, બિરબલ, ભૂખણ, જસુ, નાનક, કબીર-ઈ० ૧૪૪ કવિરાજોએ રચેલા નવરસ યુક્ત દોહા, છંદ, કવિત, કુંડલીઆ, છપ્પા, ઇત્યાદિનો મ્હોટો સંગ્રહ. રૂ. ૨। પો०)≡

**श्रीरामगीताभाषानुवाद**—મૂળ ગુરૂમુખી ભાષામાંથી વિવેચન-કર્ત્તા કાશીનિવાસી મહાશયાશ્રી હરિકુંવરીબાઈ; ઉપનામશ્રી માજી મહાત્માની છબી, જીવનચરિત્ર તથા પદ-પદાર્થ-ભાવાર્થ સાથે રૂ. ૧)—

**अनुभवप्रकाश**—આ ગ્રંથમાં વિવેક-વિચારયુક્ત ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યનું સરળ ને રસિક ભાષામાં વિવેચન કરવામાં આવ્યું છે;

તેમજ મહાત્મા પુરૂષોએ કહાડેલા અનેક અનુભવના ઉદ્ગારો પદ, કીર્તનરૂપે સમાવ્યા છે. રૂ. ૦ા પો. ૦)ll

**श्रीपराशरधर्मशास्त्र**—સ્ત્રીપુરૂષનાં વ્રતાચરણ, ચારે વર્ણના આચાર, ગૃહસ્થના ધર્મો, અગમ્યાગમનાદિ પ્રાયશ્ચિતના વિધિ, અભક્ષ્યભક્ષણાદિની શુદ્ધિ, વિવાહસંસ્કાર, ભોજનના નિયમ-ઇત્યાદિ ચાલતા યુગને માટે ખાસ નક્કી કરેલા ધર્મોનું પુસ્તક. ચિત્ર-ચરિત્ર સાથે. રૂ ૧ll પો૦ ૦)=

**चोराशीआसन**—પ્રાણ, મન, બુદ્ધિ તથા શરીરને સ્થિર કરી નિયમમાં રાખનાર શ્રીહઠયોગનાં ૮૭ સુંદર ચિત્રોનો સમજ સહિત ગ્રંથ. રૂ. ૧l પો. ૦)= ( આ જાતનું હિંદી તથા મરાઠી પુસ્તક પણ એજ મૂલ્યે મળશે.)

**अध्यात्मप्रकाश**—મહર્ષી મહાત્માશ્રી સુખદેવજી પ્રણીતનું ભાષાંતર; તત્વમસિનાં ત્રણે પદની વ્યાખ્યા તથા વિવેચન ઇત્યાદિ સાથે. રૂ૦ll= પો૦)–

**श्रीपरमपदबोधिनी**—યોગ, સાંખ્ય, ભક્તિ, વેદાંત તથા સર્વ શાસ્ત્રની એકતા દર્શાવનારો ઉપયુક્ત ગ્રંથ; મહાત્માશ્રી નથુરામશર્માના નવિન ચિત્રચરિત્ર ઈ૦ સાથે. ( ત્રીજી આવૃત્તિ ) રૂ. ૧)=

**संतोषशतक**—વિવેચન તથા સુજ્ઞ ઈશ્વરલાલ અમૃતલાલ દવેના ચિત્ર-ચરિત્ર સાથે રૂ. ૦l પો૦ )ll

**वशीकरणविद्या**—અર્થાત્ પતિને વશ કરવાના ઉપાયો રૂ૦)=

**मारुढोलानाटक**—દંપતીના પ્રેમનું રસિક વૃત્તાંત. રૂ. ૦l=

**वासवदत्ता**—પ્રેમની રસિક વાર્તા. ૦)≡

**शैलसुतास्तोत्र**—રૂ. ૦)ll

ઇત્યાદી અનેક ગ્રંથો નીચે લખેલે સ્થળેથી મળશે.

**कहानजी धर्मसिंह.**

કાલ્બાદેવી (ગાયવાડી ) કાળકાદેવી પોસ્ટ, મુંબઈ.